અહિંસાધર્મના પ્રચાર માટે અથવા બીજા શબ્દોમાં કહીએ તો માંસાહાર અને પશુવધની પ્રથાઓ નેસ્તનાબુત કરવામાટે આજસુધીમાં ન્હાનાં–મ્હોટાં અનેક પુસ્તકો લખાયાં છે. કોઈએ શુદ્ધ વિજ્ઞાન દૃષ્ટિથી, કોઈએ શુદ્ધ શાસ્ત્ર-દૃષ્ટિથી તો કોઈએ શુદ્ધ આર્થિક દૃષ્ટિથી જીવરક્ષાનું માહાત્મ્ય સમજાવ્યું છે. એ સર્વ કલ્યાણકર અને ઉપયોગી છે એમાં શંકા નથી.

આ ન્હાનું પુસ્તક જૂદા જ દૃષ્ટિબિંદુથી લખાએલું છે. વાચક એકવાર તેનું અવલોકન કરી જશે તો તે દૃષ્ટિબિંદુ સ્વયં સમજી શકશે. અમે એમ દ્રઢપણે માનીએ છીએ કે જે સત્ય કેવળ સાયન્સ, શાસ્ત્ર કે આરોગ્યશાસ્ત્ર બરાબર અસરકારક રીતે નથી સમજાવી શકતું તે સત્ય રસમય વાર્તાનું સાહિત્ય ફતેહમંદ રીતે સમજાવી શકે છે. વાર્તાનું વાંચન લોકોમાં જલદી પ્રચાર પામે છે, કારણ કે તેમાં બહુ બુદ્ધિ તથા તુલનાશક્તિને શ્રમ આપવાની જરૂર પડતી નથી. એક બાળક આંકડાઓ અને વિગતોવાળા પુસ્તક કરતાં વાર્તાલાપવાળા પુસ્તક ઉપર એકદમ મુગ્ધ થઈ જાય છે અને

વાર્ત્તામાં રસ પડે છે તો ખાવું-પીવું ભુલી જઈને પણ તે વાર્તા પુરી કર્યેજ રહે છે. વાર્તાનું આકર્ષણ જગજાહેર છે. કારણ કે તે જનમનરંજક છે.

વાર્તા કેવળ મનને આકર્ષે છે અને આનંદ આપે છે એટલુંજ નથી પણ વાર્ત્તાની અંદર જે સત્યો ગુંથવામાં આવ્યાં હોય છે તે સત્યો, વાંચનાર આત્મા એવી રીતે સ્વીકારી લે છે કે પોતે પણ ઘણીવાર તે સમજી શકતો નથી. વાર્ત્તાને સંસ્કૃત સાહિત્યમાં "કાન્તા" ની ઉપમા આપવામાં આવી છે. જેવી રીતે એક કાંતા પોતાના સરળ, મોહક અને મધુર શબ્દોથી પોતાના પતિનું મન હરણ કરી ઇચ્છિતકાર્ય સાધી લે છે, તેવીજ રીતે વાર્ત્તા પણ વાચકના આત્માને રસથી તરબોળ કરી પોતાનો અંતરગત હેતુ સાધી લે છે. આ કારણથી જ અમે જીવરક્ષાના વૃદ્ધી પામતા જતા સાહિત્યમાં એક નવીનતાનો ઉમેરો કર્યો છે. અમારા આ પ્રયત્નને જો વધાવી લેવામાં આવશે અને ધનિક ગૃહસ્થો તરફથી યોગ્ય સહાય આવી પહોંચશે તો ભવિષ્યમાં આવું બીજું સાહિત્ય બહાર પાડવાનો.પ્રયત્ન ચાલુ રાખી શકીશું.

આ ન્હાના પુસ્તકનાં હિંદી તથા તેલુગુ ભાષામાં ભાષાંતરો કરાવવાની પણ અમોએ વ્યવસ્થા કરી છે, અને તે પણ લગભગ આ પુસ્તકની સાથે જ પ્રકટ થાય એવી ધારણા રાખી છે. ગુજરાતી વાંચનારી પ્રજા કરતાં હિંદી તથા

તેલુગુ વાંચનારી અને સમજનારી પ્રજામાં આવા સાહિત્યની વધારે જરૂર છે એમાં બે મત નથી. અને એટલાજ માટે તેલુગુ તથા હિંદી પુસ્તકની નકલો મ્હોળા પ્રમાણમાં છપાવી બહાર પાડવામાં આવી છે.

અહિંસાધર્મના પ્રચાર માટે સતત્ પ્રયત્ન કરનારા ઉદાર મહાશયોના કરકમળમાં આ પુસ્તક અમો મ્હોટી આશાથી રજુ કરીએ છીએ અને જેઓ સંપત્તિશાલી હોય તેઓ ધનથી, બુદ્ધિશાલી હોય તેઓ મનથી, અને જેઓ ક્રિયાશક્તિવાળા હોય તેઓ તનથી અમારી સંસ્થાના ઉદ્દેશો ફળીભૂત કરવામાં અમને સહાયક થાઓ એવી પ્રાર્થના કરીએ છીએ.

સાહિત્ય છપાવવાના આં પ્રયત્નમાં અમને જે જે ગૃહસ્થો તરફથી મુખ્ય સહાયતાઓ મળી છે તેમનો અંતઃકરણપૂર્વક ઉપકાર માનીએ છીએ અને તેમની મુબારક નામાવલી રૂપીયાની રકમ સાથે નીચે રજુ કરીએ છીએઃ—

રૂા. ૨૧૨) શેઠ બાકુચંદ પાનાચંદ—ગામ લેનાડ જીલ્લા થાણા.
રૂા. ૧૦૩) પાટણના પોળીઆના ઉપાશ્રયના સંઘ તરફથી હા. શેઠ મલુકચંદ દોલાચંદ.
રૂા. ૧૮૪) શેઠ હીરાલાલ ગુલાબચંદ પુના કૅંપ સદર બજાર.
રૂા. ૧૨૫) શેઠ હરગોવિંદદાસ શીવલાલની કુંપની—ટીંબર મર્ચંટ મુંબાઈ.

તે ઉપરાંત મુનિ મહારાજશ્રી દોલત વિજયજી કે જેઓ આ સંસ્થાના ઉત્પાદક હોઈ સંસ્થાને નિરંતર ઉન્નત બનાવવા કોશેશો કરે છે અને ઉપલી રકમોમાંની ઘણીખરી જેમના ઉપદેશના પરિણામે જ અમને મળી છે તેમનો ઉપકાર માનવાનું અમે કેવી રીતે ભૂલી જઈએ ? આ સંસ્થાના બીજા એક ખાસ હિતૈષી રા. રા. પ્રેમજી મેઘજી (કચ્છી) નીઝામ રાજ્યના મ્હોટા કંટ્રાકટર કે જેઓ પોતાની ઑફીસમાં આ સંસ્થાની ધર્માદા પેટી રાખી દરમાસે સારી રકમ અર્પણ કરે છે તેમનો પણ આ સંસ્થા આ સ્થળે આભાર માને છે. અને તેમનું દ્રષ્ટાંત લઈ બીજા વ્યાપારી તથા કંટ્રાકટી ભાઇઓ આ સંસ્થાની પેટી પોતાની દુકાનોમાં રાખી યથાશક્તિ મદદ કરે એવી આશા રાખે છે.

લાલજી મેઘજી.

ઑનઃ સેક્રેટરી, શ્રીજીવરક્ષા જ્ઞાન પ્રચારક ફંડ.

હૈદરાબાદ (દક્ષીણ).

# ગેબી સજા.

## યાને

## પુત્ર બલિ કે પશુ બલિ?



### (૧)

મુકુંદરાયને ત્યાં આજે સોનાનો સૂર્ય ઉગ્યો છે. આજે તેમના શાંત અને ઉદાસીન ગણાતાં ગૃહમાં આનંદના તરંગો ઉછળી રહ્યા છે, ઉત્સાહ અને ઉદારતાનો પ્રવાહ સર્વત્ર ફરી વળ્યો છે.

મુકુંદરાયની અનેક દીવસની નમ્ર પ્રાર્થના છેવટે પરમાત્માએ સાંભળી છે. પરમાત્માએ મુકુંદરાય અને તેમની પત્નીના અંતઃકરણની વિનંતીનો આજે સ્વીકાર કર્યો છે એમ માની તેઓ મુક્તકંઠે—ગદ્‌ગદ્ ચિત્તે પરમાત્માનો ઉપકાર માની રહ્યાં છે.

મુકુંદરાય ખીચી ચંદ્રપુરનો એક પ્રખ્યાત ધનિક ગૃહસ્થ છે. તેમને ત્યાં આજે પુત્રોત્સવ થઈ રહ્યો છે. શેઠ પોતે એક ધનાઢ્ય વેપારી હતા. માત્ર તેમને એક વાતનો

અભાવ હતો, માત્ર એકજ વાતનું દુઃખ હતું અને તે એ જ કે તેમનું વિશાળ ગૃહ સંતાનના મૃદુ હાસ્ય-કલરવથી ગુંજારવ કરતું નહોતું—અર્થાત્ તેમને સંતાનસુખ નહોતું. તેથી તેઓ દિન પ્રતિદિન ઉદાસીન રહ્યા કરતા હતા. તેમની સુંદર ભાર્યા—રમાબાઈ એક પતિવ્રતા નારી હતાં છતાં આજે પાંત્રીસ વર્ષની ઉમર થવા છતાં પુત્રદર્શન થયું ન હતું. તેથી આજે પુત્ર પ્રાપ્તિની ઇચ્છા પાર પડેલી જોઈ અનહદ આનંદ પામે એમાં શું આશ્ચર્ય? તેમજ પૈસાનો છુટે હાથે સદ્વ્યય કરે એમાં શું આશ્ચર્ય?

પતિ-પત્નીએ આ એક અસહ્ય અભાવ વિષે ઘણીવાર ચર્ચાઓ કરી છે, દેવ-દેવીઓની માન્યતા રાખી અનેક વાર નિરાશાઓ અનુભવી છે. સંત મહંત અને બ્રાહ્મણોની ઇચ્છાઓ તૃપ્ત કરી એ તૃપ્તિના બદલામાં સંતાનનું મુખ નીહાળવાની ઉચ્ચ ભાવનાઓ અંતઃકરણમાં પોષી છે.

"લાખો કંઈ નિરાશામાં અમર આશા છુપાઈ છે," એ કથનની યથાર્થતા મુકુંદરાય શેઠ અને તેમના કુટુંબીઓ આજે અનુભવી રહ્યા છે. મુકુંદરાયની પતિપરાયણા પત્નીએ આજે એક પુત્રરત્નનો જન્મ આપ્યો છે, આ જન્મોત્સવ નીમિત્તે ગામમાં સર્વત્ર આનંદ અને ઉલ્લાસની વેગવતી સરીતા વહી નીકળી છે. ગામમાં મુકુંદરાયના ઉપકારભારથી દબાયેલું ન હોય એવું એકપણ કુટુંબ નહોતું. શેઠના ઉત્સ-

વમાં ભાગ લેવા પુરવાસીઓ પણ યથાશક્તિ પ્રયત્ન કરી રહ્યા છે. શેઠના પોતાના ગૃહે વિવિધ પ્રકારના સંગીતાલાપો થઈ રહ્યા છે. વિશાળગૃહને અનેક પ્રકારના તોરણો અને ધ્વજા-પતાકાઓથી અલંકૃત કરવામાં આવ્યું છે, દીન અને ગરીબ જનોને માટે ભોજનાલયો ખુલ્લાં મુકી દેવામાં આવ્યાં છે, ગામના સઘળા બાળકો અને બાળીકાઓને નિમંત્રણ આપી તેમના નિર્મળ અંતઃકરણની આશિષ્ પ્રાપ્ત કરવાના પ્રયત્નો થઈ રહ્યા છે. સેંકડો ભીક્ષુકો અને બ્રાહ્મણોના કંઠમાંથી આજે આશિર્વાદનાં વચનો ઉભરાઈ નીકળ્યાં છે. નિત્ય શાંત ગણાતા ગૃહમંદીરમાં આજે આનંદ અને પ્રમોદ સૂચક ધ્વની થઈ રહ્યા છે.

મુકુંદરાય શેઠ એક સુંદર ગાદી ઉપર, મખમલના તકીયાને અઢેલી ગંભીર વદને બેઠા છે. તેઓ બહુ મિતભાષી હતા, તો પણ તેમના ગંભીર મુખ ઉપર આજે આનંદની સ્પષ્ટ રેખાઓ પ્રતીત થઈ આવતી હતી. તેમના નેત્રામાંની આશા અને સફળતાની જ્યોતિઃ પ્રેક્ષકનું ધ્યાન આકર્ષી રહી હતી. તેમની આસપાસ જ્યોતિષીઓ અને વૃદ્ધ પુરૂષોનો એક નાનો સરખો સમાજ એકત્ર થયો હતો. શેઠ પોતે ભવિષ્યમાં પ્રાપ્ત થનારાં પુત્રસુખનાં મધુરાં સ્વપ્નો નીહાળી રહ્યા હતા.

આ ગંભીરતા અને શાંતિનો ભંગ કરતા શેઠના વૃદ્ધ

મુનીમે એક જ્યોતિષીને પ્રશ્ન કર્યો—"પુત્રનું નામ શું રાખ્યું હોય તો ઠીક? પંડિત મંડળીએ તેનો કંઇ નિર્ણય કર્યો છે?"

જ્યોતિષીઓમાંના એક આગેવાને, આંગળીના વેઢા ગણતાં અને અસ્પષ્ટ સ્વરે ગણગણાટ કરતાં જવાબ વાળ્યો કે—"દેવકુમાર નામ રાખ્યું હોય તો ઠીક."

સૌએ શેઠની ભણી દ્રષ્ટિપાત કર્યો. શેઠ પોતે આ નામની પસંદગી કરે છે કે નહીં તે જાણવા જ્યોતિષીઓએ પોતાની આતુર દૃષ્ટિ શેઠ તરફ ફેરવી.

શેઠે ભવિષ્યની સુખસૃષ્ટિમાં વિહરવાનું મુકી દેઇ, જ્યોતિષી તરફ નેત્રો સ્થિર કરી જણાવ્યું કે—"એક વાતનો મારે ખુલાસો કરવાનો છે. મેં દુર્ગાદેવીની એક માન્યતા રાખી હતી અને એ માન્યતાના પરિણામે જ આ પુત્રપ્રસવ થયો છે એવી મ્હારી શ્રદ્ધા છે. માટે દેવીના નામની સાથે મારા પુત્રનું નામ જોડાયેલું રહે એવી મ્હારી ઇચ્છા છે. રાશીને બાધ ન પહોંચે અને ઉચ્ચારમાં પણ માધુર્ય આવે એવું નામ શોધી મને જવાબ આપો."

મુકુંદરાયની ભાવિકતા વિષે બે મત નહોતા. તેઓ પોતે દેવીના ભક્ત હતા. પ્રસંગોપાત દેવીના તહેવારોમાં ભાગ પણ લેતા. શેઠે એવી તે કેવી માન્યતા રાખી હશે તે જાણવા જ્યોતિષીઓ આતુર થયા. પણ કોઈના મુખમાંથી પ્રશ્ન નીકળી શક્યો નહીં. અંતે થોડી મસલત ચાલ્યા પછી પુત્રનું

નામ "દુર્ગાપ્રસાદ" રાખવાનું નક્કી થયું. જ્યોતિષીઓને પહેરામણીઓ આપવામાં આવી. સહુ કોઈ પ્રફુલ્લ અંતઃકરણે પોતપોતાના ગૃહે રવાના થયા.

## ( ૨ )

દુર્ગાપ્રસાદની ઉમ્મર સાત વરસની થઈ ચૂકી છે, દેવો અને દુશ્મનોને પણ પ્રિય લાગે તેવો તે દુર્ગાપ્રસાદ પોતાના કાલા-ઘેલાં વચનો દ્વારા સર્વને આનંદ આપી રહ્યો છે. તેની ન્હાની મ્હોટી માંગણીઓ પુરી કરવામાં દંપતી લેશમાત્ર આળસ્ય કરતાં નથી. જગજ્જનની દુર્ગામાતાનું આ એક અપૂર્વ દાન છે એમ માની પુત્રને બની શકે તે રીતે સુખ અને સ્વચ્છંદમાં ઉછેરે છે. દુર્ગાપ્રસાદ પોતે પણ માતપિતાની ઇચ્છાને માન આપતા શીખ્યો છે, તેનો વિનય વિવેક તેની વાત કરવાની પદ્ધતિ, તેની પ્રફુલ્લ—શાંત—મનોહર મુખમુદ્રા સર્વ કોઈના અંતઃકરણને આકર્ષી રહી છે. તેના નયનોમાં સ્વર્ગનું નિર્મળ તેજ વિકસતું હતું. તેના કપાળ ઉપર વિજળીની દીપ્તિ છવાયેલી હતી, આંખ્યો ઉપર વિશ્વપ્રેમ અને દયાની મનોહર લલીતતા વિરાજતી હતી. દુર્ગાપ્રસાદ એ વસ્તુતઃ પૂર્વનો કોઈ યોગભ્રષ્ટ આત્મા હતો. જગતની સમસ્ત મધુરતા અને કોમળતા તેનામાં જ આવીને એકત્ર થઈ હતી એમ કહીએ તો પણ અયોગ્ય નથી.

આવા દેવોપમ પુત્રના આવિર્ભાવથી મુકુંદશેઠ અને શેઠાણી પોતાને અહોભાગ્ય માને એમાં શું આશ્ચર્ય! હવે તેમના અંતઃકરણમાં પૂર્વની નિરાશાપૂર્ણ અમાવાસ્યા રહી નથી, તેને બદલે આશાની પૂર્ણીમા પૂર બ્હારથી ખીલી રહી છે. સંસારમાં જો કોઈને સ્વર્ગસુખ હોય તો તે પોતાનેજ છે એવા વાસ્તવિક અભિમાનથી તેમનું હૃદય નમ્ર અને ભક્તિવશ બન્યું છે.

મુકુંદરાય અને તેમનાં પત્ની પોતાની ભવ્ય અટ્ટાલિકામાં બેઠાં છે. અસ્ત પામતાં સૂર્યનાં મંદ કીરણો છેલ્લી વિદાયગીરી લઈ રહ્યાં છે. પાસેનું ઉદ્યાન પક્ષીઓના કલરવોવથી ગુંજારવ કરી રહ્યું છે. દુર્ગાપ્રસાદ માતાના ખોળામાં પડ્યો પડ્યો પ્રકૃતિની સુંદર છટા નીહાળી રહ્યો છે.

“આવા સુંદર પુત્રનું મુખ નીહાળવાનું આપણા નસીબમાં લખ્યું હશે એવી કલ્પના પણ એક વખતે આપણે કરી શકતા નહોતા. દુર્ગા માતાની આપણા ઉપર કેટલી બધી કૃપા છે?” મુકુંદરાયની પત્નીએ આનંદના ઉભરા બહાર કહાડવા માંડ્યા.

“માતાની કૃપા તો એક સરખી સર્વત્ર વરસી જ રહી છે, અજ્ઞાન મનુષ્યો તેમાં શ્રદ્ધા રાખી શકતા નથી એજ શોચનીય છે. આપણુને આપણી શ્રદ્ધાનું જ આ ફળ મળ્યું છે.” શેઠ ગંભીર સત્યનું સ્પષ્ટીકરણ કર્યું.

"એ ખરૂં, પણ પેલી માનતાનું શું કર્યું? અસાડ માસ તો જોતજોતામાં આવી પહોંચશે. તે દીવસે હજારો લોકો અહીં એકત્ર થશે. આપણે પણ તેજ દીવસે માનતા પુરી કરી હોય તો કેમ? લોકોએ અત્યારથીજ બળીદાનની તૈયારીઓ કરવા માંડી છે. તમે કેમ શાંત બેસી રહ્યા છો?" પત્નીએ ભૂલાઈ ગયેલી માનતાનું અકસ્માત્ સ્મરણ કરાવ્યું.

"એમાં તે કઈ મોટી તૈયારી કરવાની છે? બળીદાનમાં બકરો ધરવાનો છે તે તો ગમે ત્યારે પણ મળી રહેશે. એ ખરૂં છે કે તે મેળાના દીવસે કીમત જરા વધારે બેસશે પણ તેથી શું થયું? પુત્રની ખાતર એવી નજીવી રકમ ખર્ચવી એ મારે મન બહુ મોટી વાત નથી." મુકુંદરાયે કિંચિત્ ગંભીરતાથી જવાબ વાળ્યો.

"ખર્ચનો સ્વાલ નથી. પણ જો બકરો આપણા પોતાના આંગણે બાંધ્યો હોય તો આપણને તે મેળાના દીવસનું વિસ્મરણ ન થાય. વળી એકાદ મહીનો આગળથી લઈ રાખ્યો હોય તો દુર્ગાપ્રસાદને રમવાની પણ મજા પડે. બકરો સારા ખાન-પાનથી પુષ્ટ થાય તે તો જૂદું જ!"

મુકુંદશેઠે પોતાની પત્નીની સજજડ દલીલો પાસે હાર ખાધી. આવતી કાલેજ બકરો લઈ આવવાનું વચન આપ્યું.

સવાર થતાં શેઠ પોતે જ સુંદર હૃષ્ટઃપુષ્ટ બકરો શોધવા બહાર નીકળી પડ્યા. અલબત નોકર મારફત તે કામ થઇ શકે તેમ હતું; પરંતુ દેવી નિમિત્તનું કામ પોતે જાતે કર્યું હોય તો તે બહુ ફળદાયક થાય એવો તેમના મનમાં આગ્રહ હતો. તેથી શેઠ પોતે જાતે જઈ બજારમાંથી એક સુંદર બકરો ખરીદી લાવ્યા. બકરો ઘરમાં લાવવામાં આવ્યો તે વખતે બાળક દુર્ગાપ્રસાદ સૂતો હતો. પિતાએ હોંશથી તેને જગાડીને કહ્યું.—"જો ! જો ! બેટા !! તારે માટે હું કેવો સુંદર બકરો લઈ આવ્યો છું ? જો તને તે કેવો બોલાવી રહ્યો છે ?



જો ! જો ! બેટા ! તારે માટે હું કેવા સુંદર બકરા લઈ આવ્યા છું ?

બકરાના મુખના બેં બેં શબ્દો સાંભળી દુર્ગા પ્રસાદ પથારીમાં સહેજ ટટ્ટાર થયો અને કુતુહળપૂર્ણ દૃષ્ટિ સ્થિર રાખીને બેં બેં કરતા બકરાને એકીટસે નીહાળી રહ્યો. પુત્રને આનંદમાં આવેલો જોઈ માત-પિતા પણ આનંદ પામવા લાગ્યાં.

સમાન સમાનને આકર્ષે એવો કુદરતી નિયમ છે. દુર્ગાપ્રસાદ જેવો નિર્મળ હૃદયનો હતો તેવોજ આ બકરો પણ નિર્દોષ હતો. બન્ને નિર્દોષ પ્રાણીઓ એક બીજા સાથે એવા હળીમળી ગયા કે આ પશુ અને આ માનવી છે એવો ભેદભાવ રહેવા પામ્યો નહીં. પ્રેમ એવી વસ્તુ છે કે જે એવા ક્ષુદ્ર ભેદોને ટકવા દેતો નથી. નિર્મળ પ્રેમની પાસે બકરૂં અને સિંહ પોતાના સ્વાભાવિક વૈર ભૂલી જાય તો પછી બકરૂં અને બાળ મૈત્રીની ગાંઠથી જોડાય એમાં આશ્ચર્ય જેવું શું? દુર્ગાપ્રસાદે પોતાના જડ રમકડાં દૂર ફેંકી દીધાં. બાળકોને સ્વાભાવિક રીતેજ એવી ટેવ હોય છે કે લાકડા કે કાચનાં બનાવટી રમકડાં જોઈ તેમને રમવાનો મોહ થઈ આવે છે. તો પછી આ તો ખરેખરૂં અને જીવતું જાગતું નિર્દોષ પ્રાણી જોઈ દુર્ગાપ્રસાદનું હૈયું આનંદના ઉભરાથી ભરાઈ આવે એમાં શું નવાઈ છે? બકરાને તે ફળ ફુલ તથા ઘાસ-ચારો વિગેરે નીરવા લાગ્યો એટલું જ નહીં પણ પોતાને ખાવા યોગ્ય સુંદર અને સ્વાદીષ્ટ પદાર્થ, તેની આગળ મૂકી તેના બેં બેં શબ્દમાં સ્વર્ગીય સંગીતના આલાપો સાંભળવા લાગ્યો! બકરો પણ પોતાના મિત્રની કદર કરી શક્યો. પ્રેમની જે કદર કરવામાં મનુષ્યો ભૂલથાપ ખાય છે તેમાં પશુઓ મનુષ્યો કરતાં પણ આગળ વધી જાય છે!

કોઈવાર દુર્ગાપ્રસાદ જ્યારે પોતાના પીતા સાથે એકલો

બહાર ફરવા જતો ત્યારે બકરો પોતાના વ્હાલા માલીકને ન દેખી શકવાથી બેં–બેંનાં કરૂણ ઉદ્દ્ગારોથી આખું ઘર ગજાવી મૂકતો. પશુઓની વફાદારી અને સ્નેહોર્મીઓનાં અનેક દૃષ્ટાંતો ઈતિહાસમાં મળી આવે છે. પોતાના માલીકનું રક્ષણ કરવા અનેક વાચારહિત પશુઓએ પોતાના પ્રાણોનો ભોગ આપ્યો છે. વફાદાર હાથીએ એકવાર પંજાબના નરપાળ-પૉરસનું ભરમેદાનમાં રક્ષણ કર્યું હતું, વફાદાર અશ્વે રાણા પ્રતાપસિંહ તથા નેપોલીયનનું અનેક પ્રસંગે રક્ષણ કર્યું હતું. પશુઓ પ્રત્યેનો પ્રેમ નિરર્થક નથી જતો એ સિદ્ધાંતના સેંકડો પુરાવાઓ મળી આવે છે.

દુર્ગાપ્રસાદમાં એ સર્વ રહસ્ય સમજવા જેટલી શક્તિ નહોતી. તે તો પોતાની આંતર પ્રેરણાને માન આપી બકરાની બની શકે તેટલી સેવાઓ કરતો. સેવાનો બદલો લેવાની તેને લેશમાત્ર ચિંતા નહોતી. બકરો પણ તેની સાથે ગેલ કરતો અને અર્ધ મીંચાયેલા નેત્રોવડે તેના ઉપર સ્નેહનો અભિષેક કરતો. કવચિત્ કવચિત્ પોતાની શીંગડીઓ દુર્ગાપ્રસાદના વાંસામાં હળવેથી ફેરવતો અને એ રીતે પોતાના આંતરિક પ્રેમને વ્યક્ત કરતો. આ મૈત્રી એટલી હદે પહોંચી ગઈ કે બકરા વિના દુર્ગાપ્રસાદ એક ક્ષણ પણ રહી શકતો નહીં. પડછાયાની માફક જ બકરો દુર્ગાપ્રસાદને અનુસરતો. દુર્ગાપ્રસાદના મિત્રો પણ તે બકરાને દુર્ગાપ્રસાદ જેટલું જ માન

અને પ્રેમ અર્પતા, એટલુંજ નહીં પણ તે બકરાને દૂરથી આવતો જોઈ દુર્ગાપ્રસાદના મિત્રો ઉલટભેર બકરા સામે દોડી જઈ તેને ભેટી પડતા અને લાંબા વખત સુધી તેનીજ સાથે ગેલ કર્યા કરતા. જેઓને આ મધુરી મૈત્રી જોવાનો



પ્રસંગ મળતો તેમના મુખમાંથી એવા સહજ ઉદ્દગારો નીકળી જતા કે—

"અહો હો ! ક્ષુદ્ર પ્રાણીના પ્રેમમાં બળ છે બહુ !"

## ( ૩ )

"બાપા ? આજે શું છે ? મને શા માટે આટલો બધો વ્હેલો ઉઠાડવામાં આવ્યો છે ? નવાં વસ્ત્રો પહેરી તૈયાર થવાની શા માટે મને આજ્ઞા ફરમાવવામાં આવી છે ?" દુર્ગાપ્રસાદે જાત્રાના દીવસે પ્રાતઃકાળે પથારીમાંથી ઉઠી પ્રશ્ન કર્યો.

"આજે જાત્રાનો મેળો છે. સેંકડો નર-નારીઓ અને બાળકો આજે દુર્ગામાતાના દર્શન કરવા મંદીરે જશે. ત્યાં જઈ તેઓ માતાની સ્તુતી કરી પોતાની માન્યતાઓ પુરી કરશે. આપણા ઉપર દુર્ગામાતાની અશેષ કૃપા છે. આપણે

પણ ત્યાં જઈશું. તું ઝટ તૈયાર થઈ જા." મુકુંદરાયે ટુંકમાં જ ઉત્તર આપ્યો.

દુર્ગાપ્રસાદ આ ઉત્તર સાંભળી ત્યાંથી દોડી ગયો. પોતાનો પ્રિય મિત્ર—બકરો જ્યાં બાંધ્યો હતો ત્યાં હાજર થયો. બકરાની પીઠ ઉપર હાથ ફેરવ્યો. માથામાં આંગળી ફેરવી, બકરાને સતેજ કર્યો. આજે માતાના મંદીરમાં જવાનું છે એમ સાંભળી તેનો ઉત્સાહ ઉભરાઈ આવ્યો! બાળકને બહાર ફરવા જવાની સ્વાભાવિક રીતે જ હોંશ હોય છે. તેમાં આજે વળી પીતા તરફથી આજ્ઞા થયેલી હોવાથી અને પીતા-માતા સાથે મંદીરે જવાનું હોવાથી તેનો આનંદ સમાતો નહોતો. નવાં વસ્ત્રો પહેરી, પોતાના બકરા સાથે પીતા પાસે આવીને હાજર થઈ ગયો. મુકુંદરાય પણ લગભગ તૈયાર જ હતા.

થોડીવારે તેઓ દુર્ગાદેવીના મંદીર ભણી પગે ચાલીને જવા બહાર નીકળ્યા. મુકુંદરાયની આંગળી પકડી દુર્ગાપ્રસાદ ધીમે ધીમે ઉત્સાહ પૂર્વક પગલા ભરતો હતો. તેની પાછળ બકરો પણ સ્નેહની દોરીથી ખેંચાતો હોય તે પ્રમાણે કેટલાક નોકરોની સાથે નીચે મ્હોડે ચાલ્યો જતો હતો.

થોડે દૂર ગયા એટલે બાળકૃષ્ણ નામના એક મિત્ર સ્હામે મળ્યા. બાળકૃષ્ણ અને મુકુંદરાય બાળમિત્રો હતા. પરંતુ તેમની બન્નેની પ્રકૃતિમાં જમીન-આસમાન જેટલો તફાવત હતો. મુકુંદરાય રૂઢીના ભક્ત હતા, અંધ શ્રદ્ધાળુ

હતા. બાળકૃષ્ણ વિવેકી, ધર્મ સિદ્ધાંતોના રહસ્યને સમજનાર હતા. તેમની વચ્ચે ધર્મવિષે ઘણીવાર ચર્ચા ચાલતી. મુકુંદરાય તેમાં બહુ આનંદ મેળવી શકતા નહોતા. પરંતુ બાળકૃષ્ણ માટે તેમને બહુ ઉંચો અભિપ્રાય હતો. તેમના શબ્દો ઉપર વિશ્વાસ મુકવા ઘણીવાર લલચાતા. પણ અંધશ્રદ્ધાનું બળ તેમનામાં એટલું બધું હતું કે બાળકૃષ્ણની સલાહને સંપૂર્ણ રીતે વળગી રહેવાનું સામર્થ્ય વ્યવહારમાં તેઓ દાખવી શકતા નહોતા.

મુકુંદરાયને દુર્ગાપ્રસાદને તથા કુંકુમના છાંટણાવાળા બકરાને દૂરથી આવતો જોઈ બાળકૃષ્ણ મુકુંદરાયના મનનો ઉદ્દેશ સમજી ગયા. મુકુંદરાયની અંધશ્રદ્ધા માટે નિરાશાનો એક ઉષ્ણ નિશ્વાસ નાંખ્યો.

નજીક પહોંચતાંજ બાળકૃષ્ણે કુતૂહલતાથી પૂછયું— "આ બધી શાની તૈયારી છે?" મુકુંદરાયે ટુંકમાં–ઉડાઉ જવાબ આપ્યો—"દેવીનાં દર્શને જઈએ છીએ." પુનઃ બાળકૃષ્ણે પ્રશ્ન કર્યો—"આ બકરો?"

મુકુંદરાય સહેજ ઝંખવાયો. તે સમજી ગયો કે અત્યારે બાળકૃષ્ણ બે-ચાર કઠોર શબ્દો સંભળાવ્યા વિના રહેશે નહીં. છતાં અંતઃકરણને મજબુત કરી ઉત્તર વાળ્યો—"દુર્ગામાતાના કૃપા પ્રસાદથીજ આ પુત્રરત્ન પ્રાપ્ત થયો છે, એટલા માટે દુર્ગામાતાને બકરાનું બળીદાન આપવાની જે

પ્રતિજ્ઞા કરી છે તે પ્રતિજ્ઞા પૂર્ણ કરવા આ બકરો સાથે લીધો છે. તમે જાણતાજ હશો કે ભક્તોની ઈચ્છા તેજ માતાની પણ ઈચ્છા હોય છે. આજના દહાડે જે મનુષ્ય ભોગ આપે છે તે પરમ સુખને પામે છે એટલુંજ નહીં પણ ભોગમાં અપાતું પ્રાણી પણ પોતાનું કલ્યાણ કરી જાય છે.”

“ભલા મિત્ર! મેં તમને કેટલીવાર સમજણ આપી? હું તમને પુનઃ પુનઃ કહી ચૂક્યો છું કે જે માતા જગતની માતા છે, જે માતા જગતના પ્રત્યેક પ્રાણી ઉપર અસીમ સ્નેહ અને મમતા ધરાવે છે તે માતા આવા નિર્દોષ પ્રાણીના વધથી કદાપિ સંતુષ્ટ થાય ખરી? તમને આવા કુસંસ્કારોમાં કોણ જાણે કોણે ઘેરી લીધા છે? એટલું સામાન્ય અક્કલથી પણ નથી સમજી શકતા કે માતા તે વળી પોતાના પુત્રનો વધ તમારા જેવા વાસના અને કામનાના દાસાનુદાસો પાસે કરાવી પ્રસન્ન થાય? દેવી તો ફક્ત અબીલ ગુલાલ–શ્રીફળ–મીઠાઈ–પુષ્પ ઇત્યાદિ સામગ્રીથીજ ખુશ થાય છે અને ખરૂં જોતાં તો તે ભક્તોની માનસિક ભક્તિની જ તરસી હોય છે. જે દેવીએ પોતાની અપરિમિત શક્તિથી મૈશાસુર જેવા પ્રચંડ રાક્ષસોનો પોતાના વજહાથથી નાશ કર્યો, જે મહામાયાએ પોતાના ઉગ્રસ્વરૂપથી, વનમાં વસતા ઋષિ-મુનિઓ અને પ્રાણીઓને ત્રાસ આપનાર દૈત્યોનો સંહાર કર્યો તે જ દુર્ગા શું પોતાના સંતાનોનો સંહાર કરાવે? માતાજીને પશુનું રક્ત પીવું

ગમતું હોય તો પછી તેઓ પોતે પ્રત્યક્ષપણે શા માટે પશુનું રક્તપાન ન કરે?" બાળકૃષ્ણને આગળ બોલતો અટકાવી મુકુંદરાય બોલી ઉઠ્યા—"શું ત્યારે આ હજારો માણસો બળીદાન આપે છે તે નિરર્થક છે?"

"બીજું શું? અજ્ઞાનતાની એ નિશાની છે, બુદ્ધિ ભ્રષ્ટતાનું એ લક્ષણ છે. હું તમને પૂછુછું કે તમે માતાજીને એકાદું પુષ્પ ચડાવો છો ત્યારે શું તેના કકડા કરીને માતાજીની પાસે ફેંકી દ્યો છો? પુષ્પ તથા નૈવેદ્યને જો અક્ષત તથા અખંડ રહેવા દ્યો છો અને ઝીણો ભૂકો યા કટકા કરી ચડાવતા નથી તો પછી પશુનો વધ તમે ક્યા ન્યાયે કરો છો તે જ સમજાતું નથી. શેઠજી, જરા વિવેક દૃષ્ટિથી નીહાળો, તમારા એકના વ્યવહારો ઉપર હજારો માણસોની દૃષ્ટિ હોય છે. તમારૂં અનુકરણ જગત કરશે અને એ રીતે તમારો પાપનો ભાર એટલો બધો વધી જશે કે ખુદ માતાજી પણ એ પાપની ક્ષમા તમને આપી શકશે નહીં." મુકુંદરાયનું અંતઃકરણ પાષાણનું નહોતું. બાળકૃષ્ણના સખ્ત શબ્દોની તેના હૃદય ઉપર અસર થઈ, પરંતુ ગતાનુગતિકતાના પ્રબળ પ્રવાહમાં એ સર્વ તણાઈ ગયું. શેઠ દુર્ગાદેવીના મંદીર ભણી આગળ વધ્યા, બાળકૃષ્ણભાઈ કઠોર દ્રષ્ટિપાત કરી આવેશમાં ને આવેશમાં ત્યાંથી આગળ નીકળી ગયા.

દુર્ગાપ્રસાદે આ સંવાદ સાંભળ્યો. પણ તેનો અર્થ તે

બરાબર સમજી શક્યો નહીં. પોતાના પરમ પ્રિય બકરાનો થોડીજ ક્ષણો પછી વધ થનાર છે એવી તેને કલ્પના પણ નહોતી. પોતાના સ્નેહી અને મમતાળુ માતા પીતા આવા નિર્દોષ બકરાનો રકતપાત કરાવશે એવો તર્ક પણ તે કરી શકવાને અસમર્થ હતો.

યથા સમયે મુકુંદરાય પોતાના પુત્ર સાથે પ્રાણીઓના વધસ્થાન પાસે આવી પહોંચ્યો. આ સ્થળનું વર્ણન અમારી લેખિનીથી થઈ શકે તેમ નથી. લોકો આ સ્થળને પવિત્ર કેમ કહેતા હશે? જે સ્થળે હજારો નિર્દોષ પ્રાણીઓનાં લોહી રેડાતા હોય તે સ્થળ જો પવિત્રતાના વિશેષણથી અંકિત થાય તો પછી આથી વિશેષ અપવિત્ર સ્થળ કયું હોય તેનો ઉત્તર મેળવવો જોઇએ. લોકો આ સ્થળને માતાનું મંદીર કહે છે. જે મંદીરમાં અવાચક પશુઓના ગળા ઉપર છુરી ફરતી હોય અને જે મંદીરમાં રક્તના તરસ્યા નરપિશાચો ડાચા વિકાસી બેસી રહેતા હોય તે મંદીરને જો માતૃમંદીરનું ઉપનામ આપવામાં આવે તો પછી પિશાચમંદીર કોને કહેવું એ સમજાતું નથી. કહે છે કે આવા સ્થળે પશુવધ કરવાથી પુન્યની અને સ્વર્ગની પ્રાપ્તિ થાય છે. જો એમજ હોય તો પછી પુણ્ય અને પાપની વચ્ચે કયાં ભેદ છે તે કોઈ કહી શકશે?

વધસ્થાન ઉપર લોહીથી ખરડાયેલા કઠોર હૃદયવાળા

ઘાતકોની તીક્ષ્ણ છુરીઓ મુંગા પ્રાણીઓના ગળા ઉપર ફરી રહી હતી. એક ક્ષણ પૂર્વે ઉલ્લાસથી નાચતા પશુઓનાં મસ્તક ધડથી છુટા થઈ ધ્રુજતા ધ્રુજતા તરફડીઆ મારતાં શાંત થઈ જતાં હતાં. પશુઓની કીકીઆરી અને છુરીઓના આઘાતથી આ સ્થળ કોઈ ભયંકર કત્લખાનું હોય એવો આભાસ થઈ આવતો હતો. ગમે તેવું પાષાણ હૃદય પણ આ દેખાવ જોઈ ભયકંપિત થઈ ગળી જાય. માત્ર નિત્યના અભ્યાસવશ દેવી ભક્તો નિર્દયપણે પોતાનાં પાપ કર્મો કરી રહ્યા હતા.

દુર્ગાપ્રસાદ આ દૃશ્ય જોઈ શક્યો નહીં. એકાદ લોહીનું બિંદુ નીરખવાથી જે બાળક ગભરાઈ જાય તે બાળક આવી ક્રૂર કૃત્યથી વહેતી લોહીની નદીઓ કેવી રીતે જોઈ શકે? દુર્ગાપ્રસાદનું આખું શરીર થરથર ધ્રુજવા લાગ્યું. "બાપા! મને અહીંથી જલદી લઈ જાઓ. મારા બકરાને અહીંથી લઈ ચાલો, મારાથી આ દેખાવ હવે જોયો જાતો નથી."

પીતાએ શાંતિથી કહ્યું—"જરા ધૈર્ય રાખ. દુર્ગામાતાનો આશિર્વાદ હજી તારા ઉપર ઉતર્યો નથી. આ બળીદાનની ક્રિયા સમાપ્ત થઈ જવા દે. પછી આપણે અહીં એક ક્ષણ પણ ખોટી નહીં થઈશું."

"નહિં, મારે એ આશિર્વાદ નથી જોઇતો. આ ભયંકર કીકીઆરી સાંભળી મને ત્રાસ થાય છે, મારૂં મગજ ફરી

## વધસ્થાનનો દ્રશ્ય.




રોતો કકળતો બકરાંને પાછો લેવા દોડવા જતો હતો.

જાય છે, મને ફેર આવે છે." આમ વાત કરે છે એટલામાં એક શ્યામ મૂર્તિએ આવી દુર્ગાપ્રસાદના બકરાનો કાન પકડ્યો. બકરો અપરિચિત–ક્રૂર હસ્તના સ્પર્શથી બેં બેં કરી કરગરવા લાગ્યો. દુર્ગાપ્રસાદે પોતાના બકરાને હાથ નહીં લગાડવાની વિનંતી કરી, પણ આ દેવપ્રકૃતિ બાળકના કોમળ સ્વરની વિનંતી હવામાં ઉડી ગઈ! બકરો બળાત્કારે ઝુંટવી લેવાયો. દુર્ગાપ્રસાદ લાંબા હાથ કરી રોતો કકળતો બકરાને પાછો લેવા દોડવા જતો હતો. પણ શેઠના એક નોકરે એવી સખ્ત રીતે તેને પકડી રાખ્યો કે બળ કરવા છતાં તે છુટો થઈ શક્યો નહીં. એટલામાં તો તે બકરાના ગળા ઉપર પ્રાણ ઘાતક છુરી ફરી વળી! પોતાના પ્યારા બકરાનો તડફડાટ તથા કાકલુદી દુર્ગાપ્રસાદ જોઈ ન શક્યો. તેમાંથી નીકળતી લોહીની ધારાઓથી તે હેબતાઈ ગયો. તેની આંખે અંધારા આવવા લાગ્યા. પડવાની અણી ઉપર હતો એટલામાં મુકુંદરાયે તેને ઉપાડી લીધો. વધારે વાર અહીંઆ જો ખોટી થઈશ તો રખેને એને કાંઈ વધારે માઠી અસર થશે એવા ભયથી તે બહાર નીકળ્યો. થોડીવારે દુર્ગાપ્રસાદ સાવધ થયો. તેને પોતાનો વ્હાલો દોસ્ત યાદ આવ્યો. તે બોલવા લાગ્યો— "બાપા! મારો બકરો ક્યાં છે? તેને લઈ ચાલો. હું તે વગર ઘેર નહીં આવું." એટલું કહી તે પોકેપોક મૂકી રડવા લાગ્યો.

પીતાએ આશ્વાસન આપતાં કહ્યું—"ભાઈ, તે તો

સ્વર્ગમાં ગયો. તેનું કલ્યાણ થઈ ગયું છે, કારણ કે તેનો દેહ જગદંબાના કામમાં આવી ગયો છે."

"ના! ના! હું પણ સ્વર્ગમાં જઈશ. તેને સમજાવી લાવીશ. બાપા! હું નહીં આવું. મને ઉતારો. મારે મારા બકરા પાસે જવું છે."

પણ બિચારો દુર્ગાપ્રસાદ શું કરે? મુકુંદ તેને ઘેર લઈ ગયો. પોતાના પ્રાણપ્રિય દોસ્ત વિના તેને આખું ઘર સ્મશાન જેવું શૂન્ય જણાવા લાગ્યું! તે જો કે ઘેર તો આવ્યો પણ અત્યારે તેના ચ્હેરા ઉપર પ્રથમનું નૂર રહ્યું નહોતું. વારંવાર તે જ દેખાવ—તે જ વધસ્થાનનો કરૂણાજનક દેખાવ, તેની આંખ સામે તરવા લાગ્યો. ચારેક દહાડામાં તો તેણે ખાવું-પીવું છેક છોડી દીધું. તેને અનેક તરેહનાં રમકડાં આપવામાં આવ્યાં પણ તેનું હૃદય શાંત ન થયું. બારીક તાપે તેના શરીરમાં વાસો કર્યો અને વધસ્થાન પરનો કમકમાટ ભરેલો દેખાવ તેની આંખ આગળ તરવા લાગ્યો.

"મા! મા! જો! જો! તે બેં બેં કરે છે! મા! દોડ! છોડાવ મારા બકરાને? ખેંચી લાવ!"

"નથી બેટા! કાંઈ નથી. કાલે તને બજારમાંથી બીજો બકરો લાવી આપીશું." રમાબાઈએ દુર્ગાપ્રસાદનું મન શાંત કરવાને અનેક ઉપાયો કર્યા.

" નહીં, મારે તેજ બકરો જોઇએ! મને મારો બકરો પાછો લાવી આપો! જો! મા, તેને પેલો મારે છે! અરે અરે! જો તેમાંથી લોહી નીકળે છે! મા! દોડ, પકડી લાવ!"

દુર્ગાપ્રસાદનો બકવાદ વધુ વૃદ્ધિ પામવા લાગ્યો. દિન પ્રતિદિન તેની તબીયત વધારે ગંભીર સ્વરૂપ ધારણ કરવા લાગી, આથી મુકુંદરાય ગભરાઈ ગયો. પોતે કરેલ કૃત્યનો પસ્તાવો કરવા લાગ્યો. પણ હવે શું કરે? બાજી હાથમાંથી ગઈ હતી! ગામમાંથી એક બાહોશ ડૉકટરને બોલાવવામાં આવ્યો. તેણે દુર્ગાપ્રસાદના તન-મનની સ્થિતિ બારીકાઈથી અવલોકી. થરમામીટર મૂકી જોયું તો તાવ ૧૦૪ ડીગ્રી સુધી પહોંચી ગયો હતો.

ડૉકટરે કહ્યું—" મુકુંદરાય! કેસ બહુ ગંભીર છે. આ છોકરાને બ્રેઈન ફીવર (મગજનો તાવ) લાગુ પડ્યો છે."

એમ વાતચીત કરે છે એટલામાં દુર્ગાપ્રસાદ જાણે ઉંઘમાંથી ચમક્યો હોય તે પ્રમાણે બોલી ઉઠ્યો—" મા! લાડુ લાવ! જો તે ભૂખ્યો થયો છે. બેં બેં કરે છે! તેને બહુજ ભૂખ લાગી હોય તેમ જણાય છે."

ડૉકટરનો અભિપ્રાય અને દુર્ગાપ્રસાદનો લવારો સાંભળી મુકુંદરાય તથા રમાબાઇને સખ્ત ધાસ્તી લાગી. કોઈ પણ પ્રકારે આ કેસ સુધરે એટલા માટે તેણી ડૉકટરને અતિ નમ્રતા પૂર્વક વીનવવા લાગી.

ડૉકટરે ધીરજ આપતાં કહ્યું—" હું દવાઈ મોકલું છું. પરમાત્મા કરશે તો સારૂં થઈ જશે. દવાનો એક ભાગ પાજો અને તેને કેમ રહે છે તેના સમાચાર મને આપતા રહેજો." દાક્તર ત્યાંથી રવાના થયા.

થોડીવારે દવા આવી પહોંચી. રમાબાઈએ દવાનો એક ભાગ ગ્લાસમાં ભરી દુર્ગાપ્રસાદને ઢંઢોળ્યો. તેણે પોતાની નિસ્તેજ આંખો ઉઘાડી. તે ઉઠતાં વેંત જ બોલવા લાગ્યો—" મા, પહેલવહેલા મારા બકરાને આપ! પછી હું—"

" બેટા, તે તો બહાર ચરવા ગયો છે. હમણા તે આવશે. પછી તેને પણ આપીશ. તું આ પી જા."

" શું તે નથી? હવે નહીં આવે! અરેરે! હાય!" એમ કહી તેણે ઉપરા ઉપરી નીશ્વાસો નાંખવા માંડ્યા.

## ( ૪ )

દુર્ગાપ્રસાદની બીમારી વધતી જતી જોઈ માત-પીતાના પ્રફુલ્લ વદનો શોકથી કરમાવા લાગ્યાં! બકરાનું બળીદાન આપવાની પોતાને ક્યાંથી દુર્મતી સૂઝી તેનો વિચાર કરી પશ્ચાત્તાપ કરવા લાગ્યા. પણ હવે એ પશ્ચાત્તાપ નિરર્થક હતો. બાળકનો બકવાદ ચાલુ હતો, તેનો પ્રાણ અંતરની વેદનાથી છટફટ કરી રહ્યો હતો. તેને પોતાના વ્હાલા મિત્રના વિયોગથી લેશમાત્ર ચેન પડતું નહોતું. તેના મનમાં અને મુખમાં એક જ વાત રમી રહી હતી અને તે એજ કે—" મા!

હું તેના વિના નહીં જીવી શકું! જો તે આ રહ્યો! મને તે પોતાની પાસે બોલાવી રહ્યો છે. આવું છું! આવું છું! મ્હારા વ્હાલા બકરા! ઉભો રહે."

અનેક પ્રકારના ઉપચારો કરવા છતાં દુર્ગાપ્રસાદની તબીયતમાં લેશમાત્ર પણ ફરક પડ્યો નહીં.

વળતે દિવસે દુર્ગાપ્રસાદની ચિંતાજનક સ્થિતિ જોઈ પુનઃ ડૉકટરને બોલાવવા માણસ મોકલ્યું થોડીવારે ડૉકટર આવી પહોંચ્યા. ડૉકટરે દુર્ગાપ્રસાદનો જીર્ણ થઈ ગયેલો શુષ્ક હાથ પોતાના હાથમાં લીધો, અને નાડીની પરીક્ષા કરી કહ્યું કે—"શેઠજી, સ્થિતિ રોજ કરતાં આજે વિશેષ ગંભીર છે. અમારો એક પણ ઉપાય હવે ચાલે તેમ નથી. છતાં આ છેલ્લો પ્રયત્ન કરી જોઉં છું." એમ કહી પોતાની દવાની પેટીમાંથી લગભગ દસબાર દવાઓ ભેગી કરી મીક્ષ્ચર બનાવ્યું. રમાબાઇએ દવાની વાટકી હાથમાં લઈ દુર્ગાપ્રસાદના મુખમાં રેડવાનો પ્રયત્ન કર્યો. પણ અફસોસ! દવા તો મ્હોંમાં જ રહી ગઈ! દુર્ગાપ્રસાદ આ સંસારનો ત્યાગ કરી, માત-પીતાના સ્નેહનો અનાદર કરી કોઈ અજાણ્યા પ્રદેશમાં ચાલી નીકળ્યો.

રમાબાઈ ડુસકે ડુસકે રડી કલ્પાંત કરવા લાગ્યાં. મુકુંદશેઠ પણ પોતાની ભૂલનો પશ્ચાત્તાપ કરી માથું કૂટવા લાગ્યા. જે ઘર એક વખત આનંદના કોલાહળથી ગર્જતું હતું તે ઘર આજે રોદન અને કલ્પાંતના સ્વરોથી ખળભળી

ઉઠયું. ગામમાં જેવા આ શોક સમાચાર ફેલાયા કે તુરતજ લોકો પોતાનો કામધંધો બંધ કરી મુકુંદ શેઠના દુઃખમાં ભાગ લેવા દોડી આવ્યા! સર્વના મુખ ઉપર ભયંકર ગ્લાની અને ચિંતાની શ્યામ રેખા ફરી વળી. "દુર્ગાપ્રસાદ? દુર્ગાપ્રસાદ" કહેતા રમાબાઈ જમીન ઉપર મૂર્ચ્છા ખાઈ ઢળી પડ્યાં!

દુર્ગાપ્રસાદની કુસુમ સરખી કાયા સ્મશાનભૂમિમાં લઈ જવામાં આવી. જે બાળકને ઉષ્ણ વાયુ સરખો પણ અંગે સ્પર્શ્યો નહોતો તે બાળક આ અગ્નીનો તાપ કેવી રીતે સહન કરી શકશે? એમ ધારી મુકુંદ શેઠ ગાંડાની માફક પુત્રના શબને વળગી પડ્યા. લોકોએ તેમને છુટા પાડ્યા. રમાબાઈ અને બીજી બાઈઓએ પણ છાતીફાટ કલ્પાંત કર્યું.

અગ્ની પ્રદીપ્ત થયો. ભડકાઓ વધવા લાગ્યા. દુર્ગાપ્રસાદનો દેહ રાખમાં મળી ગયો. "કચ્ચી માટીકા બના તું પૂતળા" એ સિદ્ધાંતનું સ્મશાનમાં સર્વ કોઇને સ્મરણ થયું.

અનેક સુજ્ઞ અને વિવેકી પુરૂષો મુકુંદ શેઠને આશ્વાસન આપવા લાગ્યા. પરંતુ હવે તેમને આશ્વાસનની જરૂર નહોતી. સંસારની અસારતા અને ધર્મઢોંગીઓની ધુર્તતા તેઓ બરાબર સમજી ચૂક્યા હતા. તેમણે નિશ્ચય કર્યો કે હવે તો જીંદગીની છેલ્લી ઘડી પર્યંત કરેલા પાપનો પશ્ચાત્તાપ કરી વિશુદ્ધ થવા સિવાય બીજો ઉપાય નથી.

## ( ૫ )

લૌકીકે આવેલા સઘળા સગા સ્નેહીઓ પોત-પોતાના ગૃહે પાછા ફર્યાં, એટલે શેઠના હિતૈષી–સ્પષ્ટવક્તા મિત્ર બાળકૃષ્ણ મુકુંદ શેઠ પાસે ગયા. બાળકૃષ્ણને જોતાં જ મુકુંદશેઠનું હૃદય ભરાઈ આવ્યું. તેમણે આંખમાંથી અશ્રુનો વરસાદ વરસાવતાં કહ્યું કે—"બંધુ! મેં તે દીવસે તમારૂં કથન માન્યું હોત તો કેવું સારૂં થાત? ખરેખર, મારા પાપનુંજ પરિણામ મારે ભોગવવું પડે છે. મને હવે હીમત આપશો મા, મારા જેવા અવિવેકી અને હિંસાના દાસોનો તો જગત્ તિરસ્કાર કરે એજ ઉચિત છે."

બાળકૃષ્ણે ધીમે પણ ગંભીર સ્વરે જણાવ્યું—"પ્રિય મિત્ર! જગતમાં કોઈ પણ કાર્ય નિરર્થક નથી, તમારી ભૂલે તમારી આંખો ઉઘાડી છે એ જોઈ મને પરમ આનંદ થાય છે. જો કે તમારો દેવબાળક દુર્ગાપ્રસાદ આજે તમારી પાસે નથી, પરંતુ એ બાળક તમને દયા ધર્મનું જે શિક્ષણ આપતો ગયો છે તે જ શું તેની સ્મૃતિ સાચવવા પુરતું નથી? એ બાળક સ્વર્ગનો પ્રકાશ હતો. તમારા ઉભયના આત્મામાં તે એક પ્રકારનો એવો સ્વર્ગીય પ્રકાશ મૂકી ગયો છે કે તે જ પ્રકાશ તમને મુક્તિના માર્ગે દોરી જશે. હવે અફસોસ કરવો મૂકી દ્યો. સંસારની અસારતાનું સ્મરણ કરી લોકોને સન્માર્ગે દોરવાનો પ્રયત્ન કરો. એજ તમારે માટે એક માત્ર કર્તવ્ય

બાકી રહ્યું છે. પરમાત્મા કોઈને લાકડી વતી મારતો નથી. તેની ગેબી સજાઓ સ્થૂળ ફટકાઓ કરતાં પણ સહસ્રગણી કઠોર હોય છે. તમારા પૂર્વ સંચિતને લીધે તમને આજે એવો અનુભવ થયો છે. એ અનુભવને નિરર્થક ગુમાવશો મા."

"હવે મારે શું કરવું? જીંદગી સુધી આમ પશ્ચાત્તાપના અગ્નીથી બળ્યા કરવું?" શેઠ વચમાં જ બોલી ઉઠ્યા.

"હા—અગ્નીમાં જેવી રીતે સુવર્ણ તવાય છે તેવીજ રીતે તમારા આત્માને પશ્ચાત્તાપના અગ્નીમાં શુદ્ધ થવા દ્યો. પશ્ચાત્તાપની ગંગામાં જે મનુષ્ય એકવાર શુદ્ધ હૃદયે સ્નાન કરે છે તેનો ઉદ્ધાર થયા વિના રહેતો નથી. તમારે માટે માત્ર એકજ કર્તવ્ય બાકી છે અને તે એજ કે તમારી સમસ્ત ધનસંપત્તિનો જીવરક્ષાના પ્રશસ્ત કાર્યમાં સદ્વ્યય કરો, તમે પોતે "જીવરક્ષા"ના પ્રચારને માટે કટિબદ્ધ થાઓ અને જે જે સ્થળે અજ્ઞાન મા-બાપો આવો વધ કરતા હોય ત્યાં હાજર થઈ તમારી પોતાની આપવીતી કથા કહી સંભળાવો અને લોકોની આંખે ચડેલા અજ્ઞાન પડળ દૂર કરો. તમારી શોચનીય કર્મ કથા સાંભળી લોકો સ્વયં સમજી જશે કેઃ—

"જ્યાં હીંસા છે, જ્યાં પશુ વધ છે, જ્યાં નિર્દોષ પ્રાણીઓની કતલ ચાલે છે, ત્યાં પવિત્રતા, શાંતિ કે પુણ્ય રહી શકતા નથી."

## ( ૬ )

દુઃખમાં મનુષ્યને ઘણી વાર અપૂર્વ તત્વદૃષ્ટિ પ્રાપ્ત થાય છે. એકાદ સખ્ત ફટકો જ્યાં સુધી અંતઃકરણને નથી લાગતો ત્યાં સુધી મનુષ્યની વિવેકદૃષ્ટિ જાગૃત થતી નથી. મુકુંદરાયના સંબંધમાં પણ તેમજ બન્યું, પુત્રના મૃત્યુને આજે કેટલાક દહાડા વીતી ગયા છે. મિત્ર બાળકૃષ્ણનો ઉપદેશ તેને ક્ષણે ક્ષણે સાંભરી આવે છે. તે એક રાત્રે આવીજ સ્થિતિમાં વિચાર કરતો પોતાના બીછાનામાં બેઠો છે. તે શું વિચાર કરતો હશે ? એ જ કે—

" અરેરે ! મને આવી કુબુદ્ધિ ક્યાંથી સૂઝી ? હું જો દુર્ગાપ્રસાદને વધસ્થાન ઉપર લઈ ન જતે તો કેવું સારૂં થાત ? અરેરે ! ભોગ આપવાની ભાવના જ મારા મનમાં આવી ન હોત તો આજે હું કેટલો સુખચેનમાં હોત? મારી પોતાની વાત તો એક બાજુએ રહી, પણ મેં તે નિર્દોષ બકરા ઉપર કેટલો બધો જૂલમ ગુજાર્યો ? મહામાયાએ ખ-રેખર મને ઉચિત હતો તેવો જ દંડ આપ્યો છે ! મારી દુર્બુદ્ધિનો જ મને બદલો મળ્યો છે. માતાજીને ભોગ આપ-વાની દેવીભક્તની અંધશ્રદ્ધાવાળી માન્યતા કેટલી બધી અ-જ્ઞાનતાવાળી છે ! તેઓ એમ માને છે અને કહે છે કે માતાજીને ભોગ આપનાર મનુષ્ય પરમ સુખને પામે છે, એટલું જ નહીં પણ ભોગ ધરાતું પ્રાણી પણ વૈકુંઠમાં જાય

છે. કેટલી બધી દયા ખાવા યોગ્ય ગેર સમજ! જો એમજ હોય તો ભોગ આપનારાઓ કાં પોતાનો કે પોતાના માતપીતાનો ભોગ નથી આપતા? કાં પોતાના સંતાનોનો ભોગ નથી આપતા? કાં કોઈ પોતાનું શીર દેવીના ચરણે સમર્પી કમળપૂજા નથી કરતું? ખરેખર! હવે મને સમજાય છે કે, મુંગા પ્રાણીનો ભોગ આપવો તે તદ્દન મિથ્યા અને અધર્મ છે. હે દુર્ગા! હે જનની! મને માફ કર, મારી ઉપર દયા કર! હવેથી હું એવું એક પણ કૂકર્મ નહીં કરવાની પ્રતીજ્ઞા લઉંછું." આવા વિચારમાં ને વિચારમાં તેને નિદ્રા આવી ગઈ. નિદ્રામાં એક અપૂર્વ દૃશ્ય તેની નજર આગળ ખડો થયો. એક પરમ તેજસ્વી મૂર્ત્તિ દેદીપ્યમાન સ્વરૂપમાં તેની આગળ ખડી થઈ! આ મૂર્ત્તિ બીજી કોઈની નહીં પણ સાક્ષાત્ દુર્ગામાતાની હોય એવો સ્પષ્ટ આભાસ થયો. તે મૂર્ત્તિ અતિ ઉગ્ર પરંતુ સ્નેહપૂર્ણ સ્વરોમાં મુકુંદ શેઠને ઉદ્દેશીને બોલવા લાગી:—"મૂઢ પુરૂષ! હવે મિથ્યા શોક કરવો ત્યજી દે. તું કેટલો બધો મૂર્ખ કે મને સંતુષ્ઠ કરવા તેં મારા પોતાના જ પુત્ર—બકરાનો મારી સામે વધ કર્યો? તેં તારા એ કૃત્યથી મારા પવિત્ર સ્થાનને કલંકિત કર્યું છે, મારા નિર્મળ નામને બટ્ટો લગાડ્યો છે. હું તે કેવી રીતે સહન કરી શકું? ઘણા દેવી ભક્તો સ્વાર્થને લીધે તારા જેવીજ અજ્ઞાન દશામાં મને ખોટી રીતે રાજી કરવાના પ્રયત્નો કરે છે, પરંતુ

એટલું ખાત્રીથી માનજે કે હું તેમના ઉપર લેશપણ પ્રસન્ન થતી નથી. હું માત્ર ભાવનાનીજ ભૂખી છું. તું એ સર્વ જાણતો હતો છતાં ઢોંગીઓની જાળમાં સપડાઈ એક નિર્દોષ પ્રાણીનો ભોગ આપવા તત્પર થયો, તેનું જ આ તને કડવું ફળ મળ્યું છે"—દૂર્ગાદેવી આગળ બોલવા જતાં હતાં એટલામાં મુકુંદશેઠ ગળગળા થઈ તેમના ચરણે પડી વિનવવા લાગ્યા કે— "માતા! માતા! દયા કરો! આ અજ્ઞાન અધમ દાસ ઉપર હવે અનુગ્રહ કરો. હવે હું આપની આજ્ઞાનું પાલન કરવામાં લેશમાત્ર પણ આળસ નહીં કરૂં, મને આ દુઃખમાંથી મુક્ત કરો."

દેવીએ અતિ પ્રસન્નતા પૂર્વક પોતાના બે હાથો મુકુંદશેઠના મસ્તક ઉપર સ્થાપ્યા અને કહ્યું કે—"ભાવી મિથ્યા થતું નથી. હવે તારે માટે એકજ માર્ગ બાકી છે અને તે એજ કે તું તારા પોતાના દ્રષ્ટાંતથી, જગતમાં મારે નામે જે અન્યાય થાય છે તે જ્ઞાનની દ્રષ્ટીએ જન સમાજને સમજાવી બંધ કર! તેમ થશે તો હું તારા ઉપર અતિ પ્રસન્ન થઈશ. જગતમાં અહિંસા ધર્મનો પ્રચાર કર અને એ માટે બની શકે તેટલો તન-મન ધનનો ભોગ આપ. સૌને પોતાના સારાંનરસાં કર્મનો બદલો મળ્યા વિના રહેતો નથી. તને તારી શુભ પ્રવૃત્તિનું સુંદર ફળ અવશ્ય પ્રાપ્ત થશે. મેં પોતેજ કહ્યું છે—**नहि कल्याणकृत् कश्चित् दुर्गतिं तात गच्छति!**

અર્થાત્—જગતનું કલ્યાણ સાધનાર કોઈ પણ પ્રાણી દુર્ગતીને પ્રાપ્ત કરતું નથી. મારી એ વાણી ઉપર વિશ્વાસ રાખજે !" એટલું કહી તે તેજોમય મૂર્ત્તિ અદ્રશ્ય થઈ ગઈ! મુકુંદરાય એકદમ જાગૃત થયો. તેનું હૃદય આનંદ અને ઉલ્લાસથી ઉછળતું હતું! પોતાની પત્ની રમાબાઈને પણ એ વૃતાંત તેણે અથથી ઇતિ પર્યંત કહી સંભળાવ્યો.

દેવીના ઉક્ત ઉપદેશને માન આપી મુકુંદશેઠે પોતાની સમસ્ત ધનસંપત્તિ જીવોના અભયદાન અર્થે ખર્ચવાની યોજના તૈયાર કરી! એટલુંજ નહીં પણ પોતે-પતિપત્ની દયાની સાક્ષાત્ મૂર્ત્તિરૂપે સંસારમાં બહાર નીકળી પડ્યાં! તેમના ઉપદેશથી હજારો મનુષ્યોએ પ્રાણીવધ બંધ કર્યાં. ધન્ય એવા સહૃદય અને દયાશીલ દંપતીને કે જેમની સ્તુતી મુંગા પ્રાણીઓ પણ આજ સુધી કરી રહ્યાં છે!



# શ્રી જીવરક્ષા જ્ઞાનપ્રચારક ફંડનો દયાશીલ–કર્ત્તવ્યશીલ અને પરોપકારી સજ્જનોને સવિનય આગ્રહ.

( ૧ ) આ તરફ આર્યાવર્ત્તના દક્ષિણ પ્રદેશમાં નિત્ય જે જીવહિંસા થાય છે તેમજ જાત્રા જેવા ખાસ પ્રસંગોએ જે નિર્દોષ પ્રાણીઓનાં ધર્મનિમિત્તે લોહી રેડાય છે તે અટકાવવા આ સંસ્થા હિંદી, ઉર્દુ, તેલુગુ તથા અંગ્રેજી ભાષામાં અસરકારક પેંફલેટો છપાવી પોતાથી બનતું કરે છે.

( ૨ ) તે ઉપરાંત સુયોગ્ય, વિદ્વાન્ તથા પ્રતાપશાળી વક્તાઓને ખાસ નિમંત્રી ધર્મદૃષ્ટિએ, વિજ્ઞાનદૃષ્ટિએ તથા આર્થિકદૃષ્ટિએ પશુવધ કેટલો બધો હાનીકારક છે તે સમજાવવા આ સંસ્થા યથાશક્તિ પ્રયત્ન કરે છે.

( ૩ ) આ સંસ્થાને આજસુધીમાં પોતાનું એકે ખાસ મકાન ન હોવાથી તેમજ ભાષણો કરાવવા માટે યોગ્ય સ્થળ નહીં હોવાથી કર્તવ્ય બજાવવામાં ઘણીવાર નિરાશ થવું પડે છે.

ઉપર કહ્યાં તે કારણોને લીધે આ સંસ્થા પોતાનો એક ખાસ લેકચર હૉલ બંધાવવાની તિવ્ર ઇચ્છા રાખે છે. કેટલાક સજ્જનો તરફથી અત્યારસુધીમાં સારી જેવી રકમો મળી પણ ચૂકી છે.

આપ જીવરક્ષાના કાર્ય પ્રતિ જો લેશમાત્ર દીલસોજી ધરાવતા હો તો અમારી આ યોજનાને બની શકે તે રીતે સહાયભૂત થાઓ. વધારે વિગત માટે નીચેને સીરનામે લખોઃ—

શ્રીજીવરક્ષા જ્ઞાનપ્રચારક ફંડ ઑફીસ
સ્ટેશનરોડ, હૈદરાબાદ ( દક્ષીણ ).